મોક્ષપત્રિકાના ૨૦ મા પુસ્તકના અશાડનો અંકમાંથી

# શરણાગતિ

26 1939

## ભાગ બીજો

[ શ્રીહરિને પામવાનો ઘણોજ સુગમ પથ ]

લેખક અને પ્રકાશક,

**રામશંકર મોહનજી ભટ્ટ**

તંત્રી મોક્ષપત્રિકા-અમદાવાદ

19

-૦-૬

કીમત ૦-૧-૯

गुजराती कॉपीराइट विभाग

સંવત ૧૯૯૫ ઇ. સ. ૧૯૩૯

પ્રથમ આવૃત્તિ નકલ ૪૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિં. પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું

---

# શ્રી હરિનાં પ્યારાં!

## ભાગ્યશાળી જીવો!

આપને શરણાંગતિનો પ્રથમ ભાગ બહુ ગમ્યો જાણી, આ ગ્ર આ ભયંકર કળીયુગમાં, આ ખાતામાં, આ ધર્મના અનેક રસ્તા; તેમાં જ્ઞાનનો માર્ગ ક્યાંથ. નેક પ્રકારનાં, પણ જ્ઞાનનું દાન ક્યાંથી! જ્ઞાન ઘણ. કારનાં, પણ—**या विद्या सा विमुक्तये** જે જ્ઞાનથી મુક્તિ થાય; તે જ્ઞાન ક્યાંથી! ગુરૂ, આચાર્ય, સંત, મહંત અને બ્રાહ્મણો ઘણા; પણ જ્ઞાનનું પોષણ આપનારા ક્યાંથી? નવાઇને ઓળખતાં શીખો; નવાઈ પામતાં શીખો. આ બધાનો એકજ જવાબ—કે 'પ્રભુ કૃપા' સાંભળો ત્યારે—

આપ પત્રિકા વાંચો છો; એમ ખાત્રી થઈ. ત્યારે પુરૂષોત્તમ માસ માટે, આપને કાંઈ ભેટ મોકલું! ડાહ્યાં ને દેવાય! પાત્રને પહોંચાડાય! પુરૂષોત્તમ માસમાં થોડી તકલીફે, મોટો લાભ લેવો હોય; તો શિવવિષ્ણુના બે સ્તોત્રોમાંથી, આપને ગમે તે સ્તોત્ર, કંઠાગ્ર કરીને પાઠ કરજો. પાઠ વખતે ઘીનો દીવો હોય; તો ઠીક. નહીં તો આભે સૂર્ય

લટકી રહ્યો છે. તે દીવો હાજર છે. એક મુદ્દાની વાત પણ કહી દઉં કે—સનાતન ધર્મમાં, શિવવિષ્ણુમાં ભેદ નથી. ભેદ જુએ; તે સંપૂર્ણ પાતકી છે. બાકી અનન્ય ભાવથી, ગમે તે એક દેવને, ભજવાની ના નથી. ના નિંદાની છે. શિવ, વિષ્ણુને ભજે છે; અને વિષ્ણુ, શિવને ભ [illegible] ત્યે આપણે, શા માટે આંખો લાલ કરવી? [illegible] માટે દ્વેષના દિકરા થવું? વિચાર કરી જોજો. [illegible] ા છે. જે ગમે તેને અનન્ય ભાવથી ભજો.

'શિવનો અદ્વૈત માર્ગ, કેવલાદ્વૈત માર્ગ. જેમાં 'હું અને તું એવો ભેદ નહીં;' હું તે તું, અને તું તે હું—એવો માર્ગ. માટે તે માર્ગમાં શરણાંગતિ નથી;' એમ કેટલાએક અભણ વેદાંતીઓ, આપણને ભુલાં પાડે છે. તો તેના જવાબમાં,—શ્રી આદ્યશંકરાચાર્યનું રચેલું સ્તોત્ર સાંભળો—

# શિવસ્તોત્ર

## શિવાપરાધક્ષમાપનસ્તોત્ર.

અપરાધની ક્ષમા માટે, શ્રી સદાશિવને પ્રસન્ન કરવા, કરેલું સ્તોત્ર. તે એવી રીતે બન્યું—કે—કોઈ વૃદ્ધ રાજા શ્રી આદ્યશંકરાચાર્યના ચરણમાં પડીને, બોલ્યો કે—'મારા અપરાધનો પાર નથી. ત્યારે મારૂં કલ્યાણ કેમ થાય? છે

કોઇ સુગમ પથ?' શ્રીઆદ્યશંકરાચાર્યે જવાબ આપ્યો કે—'પૂર્ણ નમ્રતાથી, અને હૃદયની નિર્મળતાથી, શ્રીસદાશિવને શરણે જાઓ,'

રાજા—પણ મારા અપરાધનો પાર નથી.

શ્રી આદ્ય૦—તેની તમારે ફીકર કરવી નહીં. બસ! નમી પડો! જેટલા તમે પાપી છો; તેનાથી તે વધારે દયાળુ છે. શિવ પ્રત્યે તમે પાંચ ડગલાં ચાલો; તો શિવ પંદર ડગલાં, સામે દોડયા આવશે.

રાજા—ત્યારે કેવી રીતે તેમને પ્રસન્ન કરૂં?

શ્રી આદ્ય૦—સાંભળો; હું સ્તોત્ર બોલું! તે પ્રમાણે તમે પ્રાર્થના કર્યા કરજો. નવરા પડો; કે—આ કામ તમારે કર્યાં કરવું. બસ! ગાયાજ કરવું! સચરાચરમાં સંતાઇને બેઠેલું તેજ, તમારી નજરે આવશે.

રાગ—સ્ત્રગધરા

આદૌ કર્મપ્રસંગાત્, કલયતિ કલુષં, માતૃકુક્ષૌ સ્થિતં માં<br>
વિણ્મુત્રામેધ્યમધ્યે, કવથયતિ નિતરાં, જાઠરો જાતવેદા:<br>
યદ્યદ્વૈ તત્ર દુ:ખં, વ્યથયતિ નિતરાં, શકયતે કેન વકતું;<br>
ક્ષંતવ્યો મેઽપરાધ:, શિવ શિવ શિવ ભો,<br>
શ્રીમહાદેવ શંભો ॥

ભાવાર્થ—હે સદાશિવ ! હે મહાદેવ ! હે શિવ ! મારા અપરાધને ક્ષમા કરો ! મનુષ્યો અને તેમાં એ હું, ઘણોજ લાચાર છઉં. આપની કૃપા વિના, મારે ચાલે એમ નથી. કર્મનાં ફળ ભોગવવા, મારો સંબંધ જગત્ સાથે, ગર્ભવાસથી થયો છે. માતાની કુખ કે જે—વિષ્ટા, મુત્ર અને એવા અપવિત્ર પદાર્થોથી, ભરેલી હોય છે; ત્યાં હું ઘણો કાળ રહ્યો. વળી જઠરનો અગ્નિ, ત્યાં મને બાળતો હતો; અને કીડાઓ કરડતા હતા. આ વેદનાનું વર્ણન કરી શકાય એમ નથી. આવી આપત્તિમાં હું આપનું ભજન પૂજન, કાંઈ કરી શક્યો નથી. ગર્ભનાં કષ્ટમાંથી છૂટવા મેં આપને પ્રાર્થના કરી. મારી અરજ સાંભળી, આપે મને ગર્ભમાંથી બહાર કાઢ્યો. મેં એમ ધાર્યું કે—ગર્ભવાસમાં કાંઈ નહીં બન્યું; તો બાલ્યાવસ્થામાં હું કાંઈક કરી શકીશ—

રાગ—સ્રગધરા—

**બાલ્યે દુઃખાતિરેકાન્—મલલુલિતવપુઃ, સ્તન્યપાને પિપાસા;**
**નો શકતશ્ચેંદ્રિયેભ્યો, ભવગુણજનિતા,**
**જંતવો માં તુદંતિ.**
**નાના રોગાદિદુખાદ્—રુદનપરવશઃ, શંકરં ન સ્મરામિ;**

**ક્ષંતવ્યો મેડપરાધઃ, શિવ શિવ શિવ ભો,**

**શ્રીમહાદેવ શંભો ! (૨)**

ભાવાર્થ—હે કૃપાળુ સદાશિવ ! હે શંભો ! બાલ્યાવસ્થામાં પણ, મારાથી કાંઈ બન્યું નહીં. હું કાંઈ બનાવી શકયો નહીં. કારણકે શરીર પરવશ, ઘોડીયામાં મળ મુત્ર કરે એવું. વળી નાના પ્રકારના રોગ, ધાવવાની પ્રબળ ઇચ્છા, મા ઘરનાં કામકાજમાં ઘેલી ફરે; મને ભુલી જાય; ત્યારે હું પડયો પડયો રૂદન કરૂં. ઘોડીયામાંથી બહાર નીકળવા શીખ્યો; ત્યાં રમકડાં આવીને સામે ઉભાં રહ્યાં. બાલપણું ખેલનમેં ખોયું ! આ અવસ્થામાં પણ, મારાથી આપનું ભજનપૂજન બન્યું નથી. (૨)

બાળપણું અશક્તિમાં અને અણસમજમાં ખોયું. જુવાનીમાં સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરીશ; ત્યારે જરૂર હું કાંઈ કરી શકીશ; એવા વિચાર કરતો કરતો, હું જુવાનીમાં પેઠો—

રાગ—સ્રગધરા—

**પ્રૌઢોડહં યૌવનસ્થો, વિષયવિષધરૈઃ, પંચભિર્મર્મસંધૌ;**

**દષ્ટો નષ્ટો વિવેકઃ, સુતધનયુવતિ—સ્વાદુસૌખ્યે નિષણ્ણઃ,**

**શૈવીચિંતાવિહીનં, મમ હૃદયમહો, માનગર્વાધિરૂઢં;**

**ક્ષંતવ્યો મેડપરાધઃ, શિવ શિવ શિવ ભો,**
**શ્રીમહાદેવ શંભો ! (૩)**

ભાવાર્થ—જુવાનીમાં તો ઉલટો પવન ફવાયો. આપની ભક્તિ ભુલવાડે, એવાં અનેક તોફાનો, આસપાસ આવીને ઉભાં રહ્યાં. કાંઈ સમજણો થયો; ત્યારે આપને, વધારે ને વધારે, ભુલવા લાગ્યો. શરીરે રૂષ્ટપુષ્ટ થયો; ત્યારે જેની નિંદા સંતશાસ્ત્રો કરી રહ્યાં છે; એવા વિષયોના ભયંકર ખાડામાં હું ઉતરી પડયો. પાયમાલીને પંથે ચડયો. પશુપક્ષીને ઋતુકાળમાં સ્ત્રીસંગ; અને માનવીને ચોવીસે કલાક, એકજ લક્ષ્ય. દેહરૂપી મળેલા સુંદર નાવને, જાણે તોડી ફોડી નાંખવા, હું તૈયાર થયો ન હોઉં ! ગુલાબના ફુલ જેવા, યૌવનસૌંદર્યનો, જાણે ઘડીતડીમાં નાશ કરવાનો ન હોય; કોઇને ગમતી નથી; એવી ભયંકર વૃદ્ધાવસ્થાને, જાણે હાકલ મારીને, હું બોલાવી રહ્યો ન હોઉં. આ પ્રમાણે વિષયો નામના પંચ સર્પો, મને મારા મર્મસ્થાનમાં કરડયા; કે તરત, વિવેક નાશ પામી ગયો. હું બોલું; તે પણ અવળુંજ બોલું ! ઉદ્ધતાઈ ભરેલું બોલું ' છતી આંખે જાણે અંધાપો આવ્યો. જેણે મોટી આશાએ ઉછેરીને, મને મોટો કર્યો; તે માબાપને પણ, હું તુચ્છકારવા લાગ્યો. ખાનદા-

નીનું દીવાળું કાઢીને હું બેઠો. સ્ત્રી પુત્ર અને ધનનાં, મીઠાં સુખનું મને ઘેન ચડયું. ગાંડીને જાણે, ભૂત વળગ્યું; હડકાયા કુતરાને, જાણે વીંછી કરડયો. મર્કટ તે વળી મદિરા પીએ; અને આખા તેથી સૌ કો બીહે. જેમ કોઈ અસુર ઘરમાં આવે; ત્યારે સૌ બીહે; તેમ હું ઘરમાં આવું; ત્યારે મારા દાબમાં, સૌ દબાઈ જાય. સૌ થર થર ધ્રુજે. 'બસ! હું જ ડાહ્યો!' એવા ઘમંડથી હું ઘેરાઈ ગયો. સંત બ્રાહ્મણની હાંસી કરવા લાગ્યો. ધર્મને ફારસ જેવો માનવા લાગ્યો. તરવાનાં તુંબડાં, હું બુડાવવા લાગ્યો. હૃદયમાં માનનું અને ગર્વનું ઝેર ચડતાં, આપનાં ભજનપૂજનના વિચારો, ક્યાંઈ ચાલ્યા ગયા. હે સદાશિવ! હે શંભો! હું ભયંકર અપરાધી છઉં; આપ ક્ષમા કરો! ક્ષમા કરો! હું સાચા હૃદયથી આપને પોકારી રહ્યો છઉં. મારે અન્ય શરણ નથી. શરણ આપ છો. [૩]

જુવાનીના કાળને માટે, મને અનેક આશાઓ હતી; તે સર્વ નાશ પામી. પછી–'હું વૃદ્ધ થઈશ; ત્યારે મારી ઈંદ્રિયો શિથિલ થશે; તોફાની પવનો શમી જશે; પુત્રો રળતા કમાતા થઈ જશે; રળતાની ચિંતા મટી જશે; ત્યારે હું આપને ભજીશ'–એમ મેં વિચાર કર્યો—

રાગ—સ્રગધરા—

વાર્ધક્યે ચેંદ્રિયાણાં, વિગતગતિમતિશ્ચાધિદૈવાધિતાપૈઃ;
પાપૈર્ રોગૈર્વિયોગૈસ્—ત્વનવસિતવપુઃ,
પ્રૌઢિહીનં ચ દીનમ્.
મિથ્યા મોહાભિલાષૈર્—ભ્રમતિ મમ મનો, ધૂર્જટેર્ધ્યાનશૂન્યં;
ક્ષંતવ્યો મેઽપરાધઃ, શિવ શિવ શિવ ભો,
શ્રીમહાદેવ શંભો. (૪)

ભાવાર્થ—' હું ઘડપણમાં ગોવિંદ ગાઇશ '—એવા મેં વિચાર કર્યા હતા; પણ—પણ—પણ—કહેતાં લાજી મરૂં છઉં. કારણકે ગર્ભવાસમાં કરેલા કોલકરાર, મેં તદ્દન તોડી નાખ્યા. નફટાઇમાં અને નાગાઇમાં, હું નાચ્યો; અને રાચ્યો ! શું મુખ લઇને આપને વાત કરૂં ! તોપણ આપને ન કહું; તો કોને કહું ! હે પ્રભુ ' સાંભળો ! ઘડપણમાં બબલાના બબલાઓએ મને ઘેર્યો. મને ' દાદા ' કહીને બોલાવ્યો; ત્યાં હું ડોલ્યો. મને સંસારનો કૈફ, વધારે વધારે ચડયો. નાત-જાતમાં મને ' મોટેરા '—મોટા ભાઈ—' ' કાકા સાહેબ ? ' ' બાપુજી !' વિગેરે કહીને, મને લોકો બોલાવવા લાગ્યા. હું ફુલાણો. અબ્જો દેતાં ન મળે; એવું મોંઘું આયુષ્ય, મેં

૨૧૬૬૯

ખોઈ નાખ્યું. [ વિચારી વિચારીને વાંચો ? ]

**દૃષ્ટાંત**—કાગડો ઘણો ચપળ; પણ શીયાળે જ્યારે તેની ચાંચમાં, પુરી દેખી; ત્યારે તે ચપળને ઠગવા, શિયાળે પ્રયત્ન કર્યો. પ્રયત્નમાં મુખ્ય સાધન—તેનાં વખાણ. શીયાળ નીચે ભોંય ઉપર, અને કાગડાભાઈ ઉંચે વૃક્ષ ઉપર ! શીયાળે મીઠા મધુરા, અને નમ્ર અવાજે ટહુકો કર્યો—'કાગાભાઇ! કાગાભાઇ ! કેમ કુશળ તો ખરાને !' તે સાંભળી કાગડે જરા નીચે જોયું; પણ તે કાંઇ બોલ્યો નહીં. શીયાળે આગળ ચલાવ્યું—' અહો કાગાભાઇ ! આ વનમાં અનેક પશુપક્ષી છે. ભલે કોયલો ટહુકા કરે; અને પોપટ રામરામ બોલે; પણ તમારા જેવો અવાજ, તો કોઇનો નહીં. તમે બોલો; ત્યારે મને બહુજ ગમે. તમારો દૈવી અવાજ !' આ સાંભળી કાગડો ફુલાણો, અને ' કા–' કરીને બોલ્યો. બોલતાં ચાંચ પહોળી થઇ ગઇ; પુરી ચાંચમાંથી પડી ગઈ. શીયાળે તુરત, તે પુરી લઇ લીધી. શીયાળ ચુપ થઇ ગયું; પણ ફુલણ કાગડે ' કા ' ' કા '—ચાલુ રાખ્યું.

શિયાળ—હવે બસ કર. મારા કાન ફુટયા. તારી પાસે બીજી પુરી હોત; તો તારો અવાજ મને મીઠો લાગત.

કાગડો—એટલે ?

શીયાળ—બસ ! એટલું પણ ન સમજ્યો કે–'તારો અવાજ એટલો બધો મીઠો નથી; છતાં જે વખાણ કર્યાં; તે તને ખુવાર કરવા. ખોટાં વખાણે કોને ખુવાર કર્યા નથી. ?'

કાગડો—એટલે ? શું મેં મારી પુરી ખોઇ ?

શીયાળ—પુરી એ કાંઈ મોટી વસ્તુ નથી. પણ–ડાહ્યાં દેખાતાં ડોસાઓ, અને ડોસીઓ, પરીવારનાં કાલાંઘેલાં સાંભળીને, અથવા નાતજાતના અભિનંદન (માનપત્રો), ખોટે ખોટાં–અઠ્ઠાણુ ટકા, નાગાના દીકરા નાગાએ આપેલાં, એવાં ખોટાં વખાણ સાંભળીને, અબજો દેતાં ન મળે; એવું આયુષ્ય–બાકી રહેલી જીવનમુડી–ફુલાતાં ફુલાતાં, પાણીને મૂલે ફેંકી દે છે.

કાગડો—શું માનવીઓ ? માનવીઓ આવી ભયંકર ભૂલ કરે છે ?

શીયાળ—હા ! હા ! તારા સંસ્કાર માનવીઓમાં રહી જાયને ! માનબડાઇથી દેવ દંડાય; તો માનવીઓ કોણ થાય છે ! સંતશાસ્ત્રોને સેવીને, જે જગતથી નાઠાં હોય; જે જગતના ઠાલા ઠાઠને ઓળખી શક્યા હોય; એટલે–ખોટાં વખાણમાં, જે ન લોભાણાં હોય; ઘડપણ દેખીને–' હવે હાંઉ ! હવે બસ !' ' હવે મારે તમારૂં કામ નથી ;' ' હવે

હું મારું સાધી લઉં' 'બસ ! સંસાર ! વેગળો ખસી જા ! સંતસાધુને મારી પાસે તેડી લાવો; તેમની મધુર વાણી મને સાંભળવા દ્યો;' 'હવે તો હું અને મારો પ્રભુ !' એવા દૃઢ વિચાર, જેમના હૃદયમાં રમી રહ્યા હોય; તેઓજ ખોટાં વખાણથી બચી શકે. તારી પાસે બીજી પુરી નથી; તેથી મને તારૂં બોલવું ગમતું નથી; તેમ ગરીબનું બોલવું; તેનાં બાળકોને, અને નાતજાતને ગમતું નથી; વિગેરે વિગેરે. કદિ માનવી થા; ત્યારે આ મારી શીખામણ, યાદ રાખજે. પુરીની કીંમત કાંઈ નથી; પણ પુરીના પ્રસંગથી, ઉત્પન્ન થએલી આ મારી વાત, તને બહુ કામ આવશે, તારી માનવતા સફળ થશે.

કાગડો—હા બઈ ! હા ! હવે હું બધું સમજ્યો. તારો ઉપકાર માનીને, હવે હું ઉડી જાઉં છઉં.

શીયાળ—ભલે ! ત્યારે રામ રામ ?

વૃદ્ધ રાજા સદાશિવને કહે છે કે—હું પણ કાગડાભાઈની પેઠે, ખોટાં વખાણમાં, બહુ ભૂલો પડયો છઉં. લોકો મને નમી નમીને સલામ કરે, નોકરો મને ખમા ખમા કરે, એટલે હું સમજ્યો કે 'જગત્‌માં ઇશ્વર હું જ છઉં.' 'મારે માથે મોત છે;' 'આ જગત્ કોઇનું થયું નથી: અને થવાનું નથી. સ્ત્રીપુત્રાદિનાં સુખ ઝાંઝવાનાં પાણી જેવાંછે.'

વિગેરે અટલ સિદ્ધાંતોને, હું તદ્દન ભૂલી ગયો. વળી ક્યારેક આ સિદ્ધાંતો યાદ આવે; ત્યારે 'આજ કરૂં—કાલ કરૂં'—એમ કરતાં ઘડપણ ચાલવા લાગ્યું. આ શરીર વિષયભોગના તાપથી કરમાઇ જતાં, નાના પ્રકારના રોગો પણ આવીને ઉભા રહ્યા. ઘણા ભોગ, ઘણા રોગ. અનેકની સાથે પ્રીતિ બંધાતાં, તેમનાં વિયોગનાં, તેમનાં મંદવાડનાં, અને તેમનાં મરણનાં દુઃખો મને પીડવા લાગ્યાં. આધિ-વ્યાધિ અને ઉપાધિઓએ, મને સંપૂર્ણ રીતે ઘેરી લીધો. બુદ્ધિ વારંવાર વિહ્વળ થવા લાગી. અંતરનાં દુઃખો વધી પડયાં. સંત બ્રાહ્મણ પાસે જવા જેટલી સમજણ, અને સગવડ, રહ્યાં નહીં. આ વાત કહું કોને ? જ્યાં જોઉં ત્યાં, મારા જેવા મુળગું ખોવે એવા—ડાહ્યા ! **पीत्वा मोहमयीं प्रमादमदिरां उन्मत्तभूतं जगत्** । બસ ! હવે તો મને એમજ લાગે છે કે—હે સદાશિવ ! હું આપને શરણે છઉં. મારા ભયંકર અપરાધો, આપ ક્ષમા કરો. [૪]

'મારે કાંઇક ધર્મકર્મ કરવાં જોઇએ;' એમ મને કોઈ કોઈ વાર ભણકારા તો થયા; પણ—

રાગ—સ્ત્રગધરા—

**નો શકયં સ્માર્તકર્મં, પ્રતિપદગહનં, પ્રત્યવાયાકુલાખ્યં;**

**શ્રૌતે વાર્તા કથમ્ મે, દ્વિજકુલવિહિતે, બ્રહ્મમાર્ગે સુસારે.**
**જ્ઞાતો ધર્મો વિચારૈઃ, શ્રવણમનનયોઃ, કિં નિદિધ્યાસિતવ્યં;**
**ક્ષંતવ્યો મેઽપરાધઃ, શિવ શિવ શિવ ભો,**
**શ્રીમહાદેવ શંભો. (૫)**

ભાવાર્થ—જરા ભૂલ થાય; તો પ્રાયશ્ચિત કરવું પડે; એવા ડરથી સ્માર્ત કર્મ (યજ્ઞયાગાદિ કર્મ), હું કરી શક્યો નથી. ધર્મશાસ્ત્રે ઉપદેશેલાં વર્ણાશ્રમનાં કર્મો, મને ડગલે અને પગલે અઘરાં લાગે છે. [ આ બે જાતનાં કર્મો બ્રહ્મ જ્ઞાનની યોગ્યતા આપે. તે હું કરી શક્યો નથી—એ ભાવ.] તો પછી વેદમાં બતાવેલો બ્રહ્મમાર્ગ, જે સારામાં સારો છે; તથા દ્વિજવર્ણોને માટે કહેવાયેલો છે; તેમાં હું શું સમજી શકું ! એટલે તત્ત્વજ્ઞાનને માર્ગે તો, હું ગયો જ નથી. આત્મદર્શનને માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસન—આ ત્રણ મુખ્ય સાધન છે. તે ત્રણેમાં મારે અંધારૂં છે. તે ત્રણેમાં હું તદ્દન અજ્ઞાત છઉં. હવે તો મને એમજ લાગે છે કે—હું આપના ચરણમાં પડી જાઉં. બસ ! એકજ સાધન અજમાવી જોઉં. હે કૃપાળુ ! મારા અનેક અપરાધો આપ ક્ષમા કરો ! [૫]

મારી પાસે સંપૂર્ણ સગવડ હતી; પણ હું કાંઇ કરી શક્યો નથી; તેનો અફસોસ મને એટલો બધો છે કે—

રાગ—સ્રગધરા.

**સ્નાત્વા પ્રત્યૂષકાલે, સ્વપનવિધિવિધૌ, નાહૃતં ગાંગતોયં;**
**પૂજાર્થં વા કદાચિદ્‌,—બહુતરગહનાત્‌,**
**ખંણ્ડબિલ્વી દલાનિ.**
**નાનીતા પદ્મમાલા, સરસિ વિકસિતા, ગંધપુષ્પૈસ્ત્વદર્થં;**
**ક્ષંતવ્યો મેડપરાધઃ, શિવ શિવ શિવ ભો,**
**શ્રીમહાદેવ શંભો. (૬)**

ભાવાર્થ—હે પ્રભુ ! મારી મુર્ખાઈ તો દેખો ! સવારમાં મોર્નીંગ વાક કરવા; અથવા ધંધામાં લાગી જવા, હું વહેલો ઉઠું; પણ તમને ભજવા, હું વહેલો ન ઉઠું. વહેલાં ઉઠીને, નાહીધોઈને, આપને સ્નાન કરાવવા, મેં ગંગાજળ આણ્યું નથી. તેમ આપનાં પૂજન માટે, વનમાં જઈને બીલીપત્રો હું લાવ્યો નથી. સરોવર પાસે થઈને નીકળું; ત્યારે ખીલેલાં અનેક કમળો—'મને પ્રભુને અર્પણ કરો—મને પ્રભુને અર્પણ કરો'—એમ જાણે મને કહી રહ્યાં ન હોય? તે સુંદર કમળોની માળા બનાવીને, મેં કદિ આપને અર્પણ

કરી નથી. આપને વધાવવાનાં, બીજાં સુગંધીદાર પુષ્પો પણ, હું કદિ વીણી લાવ્યો નથી. અરે ! દીનાનાથ !મારી બેદરકારીનો પાર નથી. કહેતાં લાજી મરૂં છઉં. પણ હવે તો હું, આપને શરણે આવ્યો છઉં. આપ મને મારો કે જીવાડો ! મારા અનેક અપરાધ, આપ ક્ષમા કરો ! (૬)

હજી પૂજનનો વિવેક ચાલે છે — રાગ—સ્રગધરા—

**દુગ્ધૈર્મધ્વાજ્યયુક્તૈર્—દધિસિતસહિતૈઃ,**
**સ્નાપિતં નૈવ લિંગં;**
**નો લિપ્તં ચંદનાદ્યૈઃ, કનકવિરચિતૈઃ, પૂજિતં ન પ્રસૂનૈઃ.**
**ધૂપૈઃ કર્પૂરદીપૈર્—વિવિધરસયુતૈર્—નૈવ ભક્ષ્યોપહારૈઃ;**
**ક્ષંતવ્યો મેઽપરાધઃ, શિવ શિવ શિવ ભો,**
**શ્રીમહાદેવ શંભો ! (૭)**

ભાવાર્થ—હે દીનાનાથ ! હે કૃપાના સાગર ! મેં આપના વિશ્વમૂર્તિ લિંગને, દુધ, દહિં, ઘી, મધ અને સાકર વડે, કદિ નવરાવ્યું નથી. તેમ સુગંધિવાળા ચંદનથી, મેં તેને ચર્ચ્યું નથી. સુવર્ણનાં પુષ્પો વડે પૂજ્યું નથી; તથા સુગંધીવાળા ધૂપ કરીને, નાના પ્રકારનાં નૈવેદ્યો, મેં આપને ધરાવ્યાં નથી. કર્પૂરની આરતિ પણ મેં ઉતારી નથી. જે

જોઇએ તે, મારા બંગલામાં હાજર હાજર છે. એક કહેતાં અનેક નોકરો, બોલાવતાં, દોડયા આવે; એવી સંપૂર્ણ સગવડ મારે છે; પણ બસ! પોતાના કલ્યાણ માટે, મેં કાંઇ કર્યુંજ નહીં. એવું ભયંકર અજ્ઞાન, મારે કાળજે પથરાઇ રહ્યું છે. અંતરે અજવાળાં કોણ કરે! શ્રી આદ્યશંકરાચાર્યે દીવો ધર્યો, મને રસ્તો બતાવ્યો; કે–' નમી પડ. ' તે આધારે આધારે, આપને શરણે હું આવ્યો છઉં; મારા અનેક અપરાધ આપ માફ કરો! (૭)

હજી પૂજનનો વિવેકજ ચાલે છે—

રાગ–સ્રગધરા—

**ધ્યાત્વા ચિત્તે શિવાખ્યં, પ્રચુરતરધનં, નૈવ દત્તં દ્વિજેભ્યો;**
**હવ્યં તે લક્ષસંખ્યૈર્–હુતવહવદને, નાર્પિતં બીજમંત્રૈઃ.**
**નો તપ્તં ગાંગતીરે, વ્રતજપનિયમૈર્–રૂદ્રજાપ્યૈર્ન વેદૈઃ;**
**ક્ષંતવ્યો મેઽપરાધઃ, શિવ શિવ શિવ ભો,**
**શ્રીમહાદેવ શંભો! (૮)**

ભાવાર્થ—હે પ્રભો! આપના ધ્યાનનો મહિમા, સર્વત્ર છે. સ્ત્રીપુત્ર અને ધનનું ધ્યાન, મેં ઘણીવાર ધર્યું છે; પણ આપનું ધ્યાન, મેં કદિ ધર્યું નથી. દાનનો મહિમા

ઘણો છે. તો સ્ત્રી પુત્રાદિ માટે મેં ઘણું ધન ઉડાડ્યું છે; ખરચી નાંખ્યું છે; પણ મારા પોતાના કલ્યાણ માટે, સુપાત્ર બ્રાહ્મણોને, મેં દાન કર્યું નથી. આપને ઉદ્દેશીને, 'ૐ નમઃ શિવાય' એ બીજ મંત્ર બોલીને, અગ્નિમાં લાખો આહુતિઓ આપી નથી; તેમ ગંગા કાંઠે રહીને, મેં શિવવ્રત કર્યા નથી. આપના નામનો જપ પણ મેં કર્યો નથી. તેમ રૂદ્રસૂક્ત અને વેદના પાઠો પણ, મેં કર્યા નથી. કર્તવ્ય કર્મમાં હું ઘણોજ પછાત છઉં; તો મારૂં કલ્યાણ કેમ થશે; એમ મને બહુ લાગ્યું. શ્રીઆદ્યશંકરાચાર્યે કલ્યાણની ચાવી બતાવી કે—'નમી પડ.' ગૌતમ બુદ્ધે પણ પોતાના શિષ્યોને શીખવ્યું છે કે—'બુદ્ધં શરણં ગચ્છામિ.' ત્યારે હે કૃપાળુ! હું આપને શરણે આવ્યો છઉં; મને મારા અપરાધ ક્ષમા કરો! (૮)

હવે ધ્યાન સંબંધી પ્રાર્થના ચાલે છે—

રાગ—સ્ત્રગધરા—

**સ્થિત્વા સ્થાને સરોજે, પ્રણવમયમરૂત્, કુંડલે સૂક્ષ્મમાર્ગે;**
**શાંતે સ્વાંતે પ્રલીને, પ્રકટિતવિભવે, જ્યોતિરૂપે પરાખ્યે.**
**લિંગજ્ઞે બ્રહ્મવાક્યે, સકલતનુગતં, શંકરં ન સ્મરામિ;**

**ક્ષંતવ્યો મેડપરાધઃ, શિવ શિવ શિવ ભો,**
**શ્રીમહાદેવ શંભો ! (૯)**

ભાવાર્થ—હે કૃપાળુ મહાદેવ! હૃદય કમળમાં સ્થિર રહીને, મેં આપનું ધ્યાન ધર્યું નથી. અથવા ૐકારનો ધ્વનિ કરતાં ઉઠતો નાદ, જે ત્રિમાત્રાથી પર–સૂક્ષ્મ–છે; તેમાં નાદાનુસંધાન કરીને, આપનો સાક્ષાત્કાર મેં કર્યો નથી; અથવા 'નેતિ' 'નેતિ' એવાં વેદ વચનો વડે, સમસ્ત પ્રપંચનો બાધ કરીને, શાંત થએલા અંતઃકરણને, આત્મ-સ્વરૂપમાં મેં લય પમાડયું નથી. વળી તે વખતે સ્ફુરતા સમસ્ત ઐશ્વર્યવાળા, આપનાં જ્યોતિ સ્વરૂપમાં,મેં આત્માનુ-સંધાન કર્યું નથી. [ આતો ગરીબનાં બાળકો પાસે, હીરાની વાતો થાય; તેનાં જેવી આ વાતો છે. માતા પિતાએ બાળકોના અનેક અપરાધો ક્ષમા કર્યા. જે બાળકો માતા-પિતાના, બે પાંચ કે દસ અપરાધ પણ, સહન કરિ શકયા નથી; તે પામરો માટે આ ક્ષમાપનસ્તોત્ર નથી. એવા ગરીબો પાસે, આત્મસ્વરૂપની વાતો કરતાં, લાજ આવે. આપ સૌ એવા ગરીબ નથીને? અમારી કથા સાંભળો; તેનાં નેન, વેન અને ચેન, બદલાવાંજ જોઇએ. કાઠીની ઘોડી જલેબી ખાય; પણ કાઠી બારવટે નીકળે;

ત્યારે મોટી મોટી પલ્ટનો તેનાથી ધ્રુજે. × × × × તો સાવધાનતા પૂર્વક સાંભળો.!] અથવા આપના લિંગ સ્વરૂપ દર્સાવનારાં બ્રહ્મવાક્યોનો વિચાર કરીને, સકળ શરીરમાં વ્યાપી રહેલા શિવ સ્વરૂપનો, મેં સાક્ષાત્કાર કર્યો નથી. [ માનવીને માથે કર્તવ્યનો ટોપલો છે. પણ માનવી, માનવી ક્યાં છે? નેવુ ટકા માનવી, માનવી મટીને, પશુ બન્યાં છે. આવાં સ્તોત્રરૂપી જડીબુટ્ટી, તેને કૃપા કરીને, સુંઘાડો;તો અવશ્ય કાંઇક ચમક તેનામાં આવશે.]હે સદાશિવ! મારા જેવા ભયંકર અપરાધીને, આપ ક્ષમા કરો! [૯].

પોતે કેટલું કર્તવ્ય ચૂક્યો છે; તેનું હજી રાજા વર્ણન કરે છે:—

રાગ—સ્રુગધરા—

**નગ્નો નિઃસંગશુદ્ધસ્—ત્રિગુણવિરહિતો, ધ્વસ્તમોહાંધકારો;**
**નાસાગ્રે ન્યસ્તદ્દષ્ટિર્—વિદિતભવગુણો, નૈવ દૃષ્ટઃ કદાચિત્.**
**ઉન્મન્યાવસ્થયા ત્વાં, વિગતકલિમલં, શંકરં ન સ્મરામિ;**
**ક્ષંતવ્યો મેડપરાધઃ, શિવ શિવ શિવ ભો,**
**શ્રીમહાદેવ શંભો ॥૧૦॥**

નોંધ—પાતંજલયોગદર્શન તો, હવે આપના ઘરમાં હશેજ. આપ તે વાંચતા પણ હશો. યોગની છૂટી છવાઇ વાતો,

ભાગવતમાં, ગીતામાં, રામાયણમાં, અને આવાં સ્તોત્રોમાં આવે છે; પણ મૂળ ગ્રંથ વાંચ્યા વિના, આ બધી વાતો હવામાં ઉડી જાય. એમ હવે ન કરશોજી. થોડું કરો; પણ કાંઈક ઠીક કરો. નાંખી દેવા જેવું હવે ન કરાય! હવે તો આપ સૌ અધિકારી છો. આ શ્લોકમાં ઉન્મની અવસ્થાની વાત છે. અખંડ ધ્યેયાકાર વૃત્તિ થાય; દશ્યભાવને તદ્દન વિસરી જવાય; સર્વત્ર ઇષ્ટિનાંજ દર્શન થાય; તે ઉન્મની અવસ્થા કહેવાય છે.

ભાવાર્થઃ—હે સદાશિવ! માણસે ત્રણ ગુણોને ઓળખવા જોઇએ. મેં હજી ઓળખ્યા નથી. પછી મોહરૂપી અંધકારનો નાશ કરી, ત્રણ ગુણથી પર થઇને, અસંગ શુદ્ધરૂપે દીપી નીકળવું જોઇએ. પછી પદ્માસન વાળીને, નાસીકાના અગ્ર ભાગ ઉપર, દષ્ટિ રાખીને બેસવું. પછી આપના સગુણ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો જોઇએ; પણ હે કૃપાનાથ! તે હું કરી શક્યો નથી. આવી ઉન્મની અવસ્થામાં રહીને, માયા અને માયાના કાર્યથી રહીત, શ્રીશંકરનું અખંડ સ્મરણ કરવું જોઇએ. એમ પણ મારાથી બન્યું નથી. [ મેં તો ખાધું પીધું; અને બબલાની બા સાથે, સંસારનાં સુખ, પેટ ભરીને ભોગવ્યાં. અવકાશ મળી ત્યારે, મેં

બઅલાને રમાડયો; અને નાત જાતમાં પહોળો પહોળો થઇને, હું ફર્યો. મારા જીવનનું કર્તવ્ય, મેં આટલુંજ માન્યું હતું.] હે પ્રભુ! હું ભયંકર અપરાધી છઉં. આપ દયા કરીને મને ક્ષમા આપો. [૧૦]

અને શ્રી શંકરાચાર્યે કહ્યું છે કેઃ—

રાગ—શાર્દુલ૦

**ચંદ્રોદ્ભાસિતશેખરે સ્મરહરે, ગંગાધરે શંકરે;**
**સર્પૈર્ભૂષિતકંઠકર્ણવિવરે, નેત્રોત્થવૈશ્વાનરે.**
**દંતિત્વક્કૃતસુંદરાંબરધરે, ત્રૈલોકયસારે હરે;**
**મોક્ષાર્થં કુરુ ચિત્તવૃત્તિમખિલા--મન્યૈસ્તુ કિં કર્મભિઃ**

ભાવાર્થઃ—'હે રાજન્! તારે બીજાં કર્મોનો કાંઇ ખપ નથી. તું તારી ચિત્તવૃત્તિને એકત્ર કરીને હરમાં જોડ. ત્રણ લોકના સારરૂપ અને સૌંદર્યમૂર્તિરૂપ, શ્રીસદાશિવ છે. તેમના મુકુટમાં ચંદ્ર ખીલી રહ્યો છે. જટામાં ગંગાજી શોભી રહ્યાં છે; લલાટમાં અગ્નિ (ત્રીજુ નેત્ર) ભભકી રહ્યો છે; તેણે કામદેવને બાળીને ભસ્મ કર્યો છે. વળી તેમનો કંઠ અને તેમનાં કાનનાં છિદ્રો, સર્પોથી શોભી રહ્યાં છે. વળી શ્રી સદાશિવે હાથીના ચર્મરૂપી સુંદર વસ્ત્ર ધારણ કર્યું છે. બસ! આવા સદાશિવને શરણે તું પડી જા! એકમાં અનેક છે.'

રાગ—શાર્દુલ૦

**કિં વાનેન ધનેન વાજિકરિભિઃ, પ્રાપ્તેન રાજ્યેન કિં;**
**કિં વા પુત્રકલત્રમિત્રપશુભિર્—દેહેન ગેહેન કિમ્**
**જ્ઞાત્વૈતત્ ક્ષણભંગુરં સપદિ રે, ત્યાજ્યં મનોદૂરતઃ**
**સ્વાત્માર્થં ગુરૂવાકયતો ભજ ભજ,**
**શ્રીપાર્વતીવલ્લભમ્ ॥૧૨॥**

ભાવાર્થ—હે રાજન્! તારાં કહેવાતાં આ ધન, ઘોડા અને હાથી, અને આ તારા રાજ્યથી, તારૂં શું ભલું થવાનું છે? [**संमीलने नयनयोर्न तु किंचिदस्ति ॥** આંખ ઉઘાડી છે; ત્યાં સુધી આ બધાં શરમાશે. આંખ વીંચાણી કે આ બધાં પારકાં થઇ પડશે.] હે રાજન્! આ તારી સ્ત્રી, પુત્ર અને પશુઓ, તારી સાથે કેટલું ટકવાનાં છે! અરે! જેને તું 'હું' તરીકે માને છે; એ દેહ પણ, તારો નથી. આ બધાં ક્ષણમાં નાશ પામી જાય એવાં છે. પાણીના પરપોટા જેવાં છે. પાંદડાં ઉપર રહેલાં ઝાકળનાં બિંદુ જેવાં છે. એમ બરાબર સમજીને, તે તમામમાં મૂળ ઘાલીને બેઠેલી, તારી અહંતા મમતાને, તું તોડી નાંખ. ઉખેડી નાંખ. પછી આત્મસાક્ષાત્કાર માટે, શ્રી સદ્ગુરૂ પાસેથી શિવમંત્ર લઇને, પાર્વતીના પતિ શ્રીમહાદેવજીને તું ભજ. [૧૨]

રાગ—શાર્દુલ૦

**આયુર્નશ્યતિ પશ્યતાં પ્રતિદિનં, યાતિ ક્ષયં યૌવનં ।**
**પ્રત્યાયાંતિ ગતાઃ પુનર્ન દિવસા, કાલો જગદ્‌ભક્ષકઃ ॥**
**લક્ષ્મીસ્તોયતરંગભંગચપલા, વિદ્યુચ્ચલં જીવિતં ।**
**તસ્માન્માં શરણાગતં શરણદ, ત્વં રક્ષ રક્ષાધુના ॥૧૩॥**

[ આ શ્લોકો તો, રત્નો ! સકળ શાસ્ત્રોનો સાર. ઉપદેશોનું અમૃત. ]

ભાવાર્થ—આયુષ્ય જોત જોતામાં નાશ પામી જાય છે; યૌવન વિજળીના ઝબકારાની પેઠે ચાલ્યું જાય છે; ગયેલા દિવસો પાછા આવતા નથી; [ જે જોયું હોય; તે સાચું કે સ્વપ્ન થઇ પડે છે. ] કાળ જગતને ખાઇ રહ્યો છે; લક્ષ્મી પાણીના પરપોટા જેવી ચપળ છે. અને જીવન વિજળીના જેવું ચંચળ છે. [ ઢંઢેરો પીટીને શાસ્ત્રો આ વાતો કરે છે. પણ જીવ સુવો, જન્મથી બ્હેરો કાંઇ સાંભળતોજ નથી. કદિ સાંભળે; તો હૃદયને અડકવા દેતો નથી. ] આ બધાં અસ્થિર પદાર્થોમાં, આપનું ચરણ સ્થિર છે. તેથી હે શરણાંગત વત્સલ—હે પ્રભો ! હું આપને શરણે આવ્યો છઉં. મારૂં રક્ષણ કરો ! રક્ષણ કરો ! [૧૩]

બસ! હવે એકજ વાત છે; તે—એ કે—    માલિની

કરચરણકૃતં વાક્કાયજં, કર્મજં વા।
શ્રવણનયનજં વા, માનસં વાપરાધમ્ ॥
વિહિતમવિહિતં વા, સર્વમેતત્ ક્ષમસ્વ।
જય જય કરૂણાબ્ધે, શ્રીમહાદેવ શંભો ॥ ૧૪ ॥

ભાવાર્થ—હે દીનાનાથ! મારા અપરાધનો પાર નથી. મેં હાથથી અપરાધ કર્યાં હોય; પગથી અપરાધ કર્યાં હોય; અથવા વાણીથી અને શરીરથી અપરાધ કર્યાં હોય; કાનથી, આંખથી અથવા મનથી, અપરાધ કર્યાં હોય; કોઇ કરવા જેવા કર્મમાં, અપરાધ કર્યો હોય: કોઇ ન કરવાનું કર્મ, મેં કર્યું હોય; આ તમામ અપરાધની આપ મને ક્ષમા આપો!

સમાપ્ત:—

દેવીસ્તોત્ર વિગેરે—પંચાશીથી વધારે ઉમરના એક પુરૂષે, શ્રી આદ્યશંકરાચાર્યને પૂછ્યું કે—મારે તરવાનો કાંઇ ઉપાય છે? મારા અપરાધનો પાર નથી. તેના જવાબમાં શ્રીઆદ્ય-શંકરાચાર્યે પૂછ્યું કે—તમને કયા દેવમાં શ્રદ્ધા છે? વૃધ્ધે જવાબ આપ્યો કે—મને માતાજીમાં કાંઇક કાંઇક શ્રદ્ધા—છે. તે સાંભળીને શીઘ્ર કવિ આચાર્યે, તુરત શ્રીદેવ્યપરાધ

ક્ષમાપન નામનું સ્તોત્ર તૈયાર કરી આપ્યું. કોઇએ કહ્યું કે 'મારે સૂર્યમાં કાંઇક શ્રદ્ધા છે;' તો સૂર્યનું શરણાંગતિસ્તોત્ર કરી આપ્યું. કોઇએ કહ્યું કે–ગણપતિમાં મારે કાંઇક શ્રદ્ધા છે; તો ગણપતિનું શરણાંગતિસ્તોત્ર કરી આપ્યું છે–કોઇએ કહ્યું કે–'મારે શ્રીકૃષ્ણમાં કાંઇક શ્રદ્ધા છે? તો શ્રીકૃષ્ણનું શરણાંગતિસ્તોત્ર કરી આપ્યું.

વિષ્ણુસ્તોત્ર—આપણે અત્યારે એકાદશસ્કંધનો સોળમો અધ્યાય ચાલે છે. શ્રીકૃષ્ણ કબુલ કરે છે કે–બધા દેવોમાં હું મુખ્ય દેવ છઉં; બધા અવતારોમાં પણ, હું મુખ્ય છઉં; શ્રી શુકદેવજી પણ કહે છે કે, **'कृष्णस्तु भगवान् स्वयं'** માટે ઘણી ગડબડમાં નહીં ઉતરતાં, શ્રીકૃષ્ણનું જે સ્તોત્ર, પોતાને ગમે; તે સ્તોત્રથી, શ્રીહરિને શરણે રહેવું.

શ્રી કૃષ્ણ અને અર્જુન સાથે રહેતા હતા: પણ અર્જુનની બાહ્યદષ્ટિ હતી. પ્રભુએ વૈરાટ સ્વરૂપ દેખાડયું; ત્યારે અર્જુનની આંખ ઉઘડી. વસ્તુનું ભાન થયું. ત્યારે તે બોલી ઉઠયો કે–

**त्वमादिदेवः पुरुषः पुराणम्–त्वमस्य**
**विश्वस्य परं निधानं ।**
**वेत्ताऽसि वेद्यं च परं च धाम,**
**त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥**

**वायुर्यमोऽग्निर्वरुणः शशांकः,**

**प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**

**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः,**

**पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**

[ પ્રશંસા કરતાં કરતાં, અર્જુને પોકાર્યું, કે—આપને મારા હજારો નમસ્કાર હજો. બસ ! આપને નમી પડવામાંજ, મને મજા પડી. બસ ! નમી પડવામાંજ મને ડહાપણ જણાયું. આગળ કહે છે–]

**नमः पुरस्तादथ पृष्ठतस्ते,**

**नमोऽस्तु ते सर्वत एव सर्व ।**

**अनंतवीर्यामितविक्रमस्त्वं,**

**सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥**

[ બસ આપને પ્રણામ–પ્રણામ–અને પ્રણામ. ]

**सखेति मत्वा प्रसभं यदुक्तं,**

**हे कृष्ण हे यादव हे सखेति ।**

**अजानता महिमानं तवेदं,**

**मया प्रमादात् पणयेन वापि ॥ ४१ ॥**

આપ કોઈના દિકરા હશો; કોઈ મોટા ભાઈના, આપ ભાઈ હશો; આપ સ્ત્રી હો: તો કોઈનાં વ્હાલાં પત્ની હશો;

અથવા ગુરૂનાં શિષ્ય હશો; પણ તેનો મહિમા નહીં જાણતા હો. કદિ જાણતા હો! તો કોમળ થઈને—કડકાઠ તજીને—આવા સુંદર ભાવ, રજુ કરી શકયા નહીં હો. ત્યારે કરશો શું? અને 'કરશું' એમ કહેતા હો; તો હવે ક્યારે? ઉંટ અઢાર અંગે વાંકું. તેમ જીવમાં, અનેક દોષ ભર્યાં છે; તેથી નિર્મળ ભાવે નમી પડતાં, નહીં આવડે. તો હવે ક્યારે? દોષને ક્યાં સુધી રાખી મુકશો! શ્રવણમનનનું ફળ શું? દાન પુણ્યનું ફળ શું? તીર્થવ્રતનું ફળ શું?—ફળ એટલુંજ કે—ઓરડે વડીલોને નમી પડો; મંદિરે સદ્‌ગુરૂને અને દેવને નમી પડો. અર્જુન એટલે મોટો યોદ્ધો; ભયંકર લડવૈયો. સામાન્ય મનુષ્ય નહીં. મેવાડનો પ્રતાપ, સામાન્ય રજપૂત નહીં. હલદીઘાટના યુદ્ધમાં, સલીમને પોતાની ઓળખાણ આપતાં, પ્રતાપ બોલ્યો હતો કે—અમે કોણ?—

'દંતુશળો દિગ્પાળના, તૂટી પડે અમ ધાકથી;
દશેદિશ કંપી ઉઠે, રણવીરની રણ હાકથી.' વિગેરે.

એવો બળવાન અર્જુન, પોતાનાં ડહાપણ પડયાં મેલીને, પ્રભુને નમી પડયો. હજી આગળ સાંભળો!

**यच्चावहासार्थमसत्कृतोऽसि, विहारशय्यासनभोजनेषु।**
**एकोऽथवाप्यच्युत तत्समक्षं,**
**तत् क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥**

**पितासि लोकस्य चराचरस्य,**

**त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।**

**न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो,**

**लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥**

**तस्मात् प्रणम्य प्रणिधाय कायं,**

**प्रसादये त्वामहमीशमीड्यम् ॥**

**पितेव पुत्रस्य सखेव सख्युः,**

**प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥**

બસ ! હવે આગળ નહીં વધું. આટલાજ (૩૮ થી ૪૪) શ્લોકો, સમજીને નિત્ય બોલાય; નમી નમીને નિત્ય બોલાય; તો જે કોઇ, આપણી વાત, સર્વત્ર સાંભળી રહ્યા છે; તે જરૂર રાજી થાય. કજીયો વધી પડે; તો કેસ કોર્ટે જાય; તેમ નમ્રતા વધી પડે; તો ભલે પ્રભુ ન મળે; પણ ભણકારા તો થાયજ. ભણકારા માટે તો, તાલાવેલી રાખો !

અર્થ—હે કૃષ્ણ ! આપ આદિદેવ અને પુરાણ પુરૂષ છો; આપ વિશ્વના પરમ નિધાન છો; સર્વને જાણનારા; અને જાણવા યોગ્ય આપજ છો. [સમજી સમજીને વાંચો ! ] આપજ પરમ ધામ (સર્વશ્રી શ્રેષ્ઠ સ્થાન) છો; અને હે અનંત રૂપવાળા ! આ વિશ્વને આપેજ વિસ્તાર્યું છે; અને

આપેજ વ્યાપ્ત કર્યું છે. [૩૮] વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્ર,બ્રહ્મા, આપજ છો; અને તેમના પિતા પણ આપજ છો. આપને મારા હજારવાર પ્રણામ હો. ફરી ફરીને પણ, આપને મારા પ્રણામ હો. મારા પ્રણામ હો. [૩૯] આપને સામેથી મારા પ્રણામ હો; પાછળથી મારા પ્રણામ હો; હે સર્વરૂપ! સર્વ બાજુથી, આપને મારા પ્રણામ હો; આપનું સામર્થ્ય અનંત છે; અને આપનું પરાક્રમ અપાર છે. આપ સવમાં વ્યાપીને રહ્યા છો; અને સર્વ રૂપ પણ આપજ છો. [૪૦] આપના આ મહિમાને નહીં જાણવાથી, મેં આપને સખા માનીને, ભૂલથી કે મશ્કરીમાં, 'હે કૃષ્ણ!' 'હે યાદવ!' 'હે સખા!' એ પ્રમાણે અમર્યાદિત વચન કહેલાં છે. અને હે અચ્યુત!' [ બસ હવે આગળ નહીં બોલી શકું—ઘડીવાર ધૂન થવાદો.

ધૂન—જય જય નટવર નંદકિશોર;
વંદુ ચરણકમળ દિન રાત.

હાં—થવા દો—થવા દો—થવાદો.] × × × × × × શું કહ્યું? એમ કહ્યું 'હે અચ્યુત!' આ સંસારે ઉગ્યાં, અને **આથમ્યાં; એવાં તો અનેક; ખીલ્યાં અને કરમાયાં; એવાં તો અનેક;** પણ અચ્યુત કોણ થાય છે? બસ!

વંદન કરો! એ દેવને! × × × ૫૦–૫૫ કે સાઠ થયાં; પણ અચ્યુતને ઓળખ્યા નહીં. દેવમંદિરમાં રહ્યા; સાધુ બ્રાહ્મણ બન્યા; પણ અચ્યુતને ઓળખ્યા નહીં. ગુરૂએ 'અચ્યુતાનંદ' નામ પાડયું; પણ અચ્યુતને ઓળખ્યા નહીં. × × × આગળ શું કહ્યું?–હે અચ્યુત! આહાર વિહારમાં, સુવા બેસવામાં, એકાંતમાં, તેમ માણસોની વચ્ચે, મશ્કરીમાં, આપનો મેં ઘણીવાર અનાદર કર્યો છે; તેની હે અનંત! આપ પાસે, હું ક્ષમા માગું છઉં. [૪૧–૪૨] હે અનુપમ પ્રભાવવાળા! આપજ આ ચરાચર લોકના પિતા, પૂજ્ય, અને ગુરૂના ગુરૂ છો. ત્રણલોકમાં આપની તુલ્ય કોઇ નથી; ત્યારે આપથી અધિક, કોણજ હોય? [૪૩] આપ પૂજ્ય પ્રભુને હું સાષ્ટાંગ પ્રણામ કરતો કરતો, પ્રાર્થના કરૂં છઉં કે–જેમ પિતા પુત્રના અપરાધની ક્ષમા આપે; મિત્ર મિત્રના અપરાધની ક્ષમા આપે; પતિ વ્હાલી વહુના અપરાધની ક્ષમા આપે; તેમ હે દેવ! આપ મારા અપરાધની ક્ષમા કરો. [૪૪].

બસ! ગીતામાંથી આટલુંજ! સમાપ્ત.

શ્રીમદ્ ભાગવતમાં શરણાંગતિનાં ઘણાં સ્તોત્રો છે. એકજ નમુનો આપું. મુચુકુંદે કાળ યવનનો, નાશ કર્યા પછી, પ્રભુએ મુચુકુંદને દર્શન આપ્યું હતું. જુની ઓળ-

પ્રાણો પ્રગટ થઇ. મુચુકુંદની સ્તુતિનો એક એક શબ્દ, અબ્જો સોના મહોર કરતાં, વધારે કીંમતી છે. તે સ્તુતિના છેલ્લા બે શ્લોકો સાંભળો— [સ્કંધ ૧૦. અ. ૫૧].

રાગ—વંશસ્થ.

**तस्माद्विसृज्याऽऽशिष ईश सर्वतो,**
**रजस्तमःसत्त्वगुणानुबंधनाः ।**
**निरंजनं निर्गुणमद्वयं परं,**
**त्वां ज्ञप्तिमात्रं पुरुषं व्रजाम्यहं ॥५८॥**

રાગ માલીનિ.

**चिरमिह वृजिनार्तस्-तप्यमानोऽनुतापैः ।**
**अवितृषषडमित्रो, लब्धशांतिः कथंचित् ॥**
**शरणद समुपेतस्-त्वत्पदाब्जं परात्मन्-**
**नभयमृतमशोकं, पाहि मापन्नमीश ॥५९॥**

અર્થ—માટે હે પ્રભુ ! રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણથી બંધાએલી, સર્વસુખની ઇચ્છાઓને છોડી દઇને, આપ કે જે નિરંજન, નિર્ગુણ, અદ્વૈત, અને જ્ઞાનમાત્ર પરમ પુરૂષ છો; તેમનું હું શરણ લઉં છઉં. [૫૮] [જેના હાથમાં અને હથીયારમાં, સંપૂર્ણ તાકાદ ભરી છે; તે વીર પુરૂષ નમી પડયો છે. તે આગળ કહે છે કે—]

અર્થ—હે શરણુ આપનાર ! હે પરમાત્મા ! હે પરમેશ્વર ! હું કે જે ઘણા કાળથી, આ સંસારમાં, કર્મોનાં ફળથી પીડાઉં છઉં; કર્મોની વાસનાઓથી તપું છઉં; અને જેના ઇંદ્રિયોરૂપી શત્રુઓ, તૃષ્ણા રહિત થતાજ નથી; એવો જે હું, તે-માંડ માંડ શાંતિ મેળવીને, આપનું ચરણ કે જે-નિર્ભય, અને સત્ય છે; તથા શોકરહિત છે; તે ચરણારવિંદને શરણે આવ્યો છઉં. માટે હું કે જે દુઃખી છઉં; તેનું આપ રક્ષણ કરો. [૫૯]

થોડી થોડી વાનીઓ પીરસી છે. તે આપ જરૂર પ્રેમથી જમજો. જમતાં કાંઇક તૃપ્તિ થશે. દેવોના અમૃત કરતાં, જ્ઞાનામૃત મોંઘું છે. બસ ! આટલુંજ. સમાપ્તિમાં આપને સૌને, ઘણાં હેતથી જયશ્રીકૃષ્ણ; અને પ્રણામ પણ ખરા ! આપ સૌ મારા વકીલ થઇને, વકીલાત કરો ! હું બંધનમાંથી છૂટી જાઉં. સંસારને માંડી વાળવા, મારો સતત પ્રયત્ન થઇ રહ્યો છે. આ મારો બ્રહ્મયજ્ઞ છે.

અવસ્થાએ પહોંચ્યા હો; કાંઇક સમજ્યા હો; કાંઇક કરી લેવા તન્મનાટ થયો હોય; તો જ્યારે જ્યારે નવરા પડો; ત્યારે; અથવા ઘડીવાર કામને પડતું મેલીને, પ્રભુને પોકાર્યાજ કરો; કે–'હે પ્રભો ! હે દીનાનાથ ! હે કરૂણાના ભંડાર ! હે સચરાચરમાં વ્યાપીને રહેલા એવા આપ ! હું આપને

શરણે છઉં.' 'હે હરિ ! હું આપને પોકારી રહ્યો છઉં.' વિગેરે. દિવસમાં બે પાંચ કે દસ વખત, આમ થવુંજ જોઇએ. જરૂર તે સાંભળશે. શંકા ન કરશો.

| | |
|---|---|
| અમદાવાદ. | લી. |
| ગાતટે ચાંપાનેરી સોસાઇટી. | રામશંકર મોનજી ભટ્ટ. |
| ડસાવિત્રી વ્રત–જેઠ ૧૯૯૫. | તંત્રી મોક્ષપત્રિકા. |

---

## મોક્ષમંદિરમાંથી પ્રગટ થએલાં પુસ્તકોનું લીસ્ટ

| | |
|---|---|
| મોક્ષપત્રિકા–માસીક–પુસ્તક નં. ૧ થી ૧૯. તેમાં નં. ૨ નથી. દરેક વરસની ફાઇલ, પાકા પુંઠાથી બંધાવેલી છે. દરેક ફાઇલના બંધામણી સાથે | ૨–૬–૦ |
| દશમ સ્કંધ પુસ્તક નં. ૮ થી ૧૬ નવ વરસની ફાઇલો. હજી કદિ બની નથી એવી ટિકા-વાળું. દરેક વરસની ફાઇલના ૨–૬–૦ | ૨૧–૦–૦ |
| એકાદશ સ્કંધ અમોલી વસ્તુ બની છે. પુસ્તક નં. ૧૭–૧૮–૧૯ દરેક વરસની ફાઇલના ૨–૬–૦ વધારાના ફરમા સાથે. | ૭–૦–૦ |
| પાતંજલયોગદર્શન સંપૂર્ણ | ૨–૪–૦ |
| વિવેકચુડામણિ સંપૂર્ણ (દરેક ભાગનાં પ્રકરણો છે) | ૧-૧૨ ૦ |
| રાસપંચાધ્યાયી (વાંચવા જેવો છે.) | ૧–૮–૦ |
| વેદાંતકેસરી પદચ્છેદ સાથે ૧–૪–૦ વૈરાગ્યનું શતક | ૧–૦–૦ |

અપરોક્ષાનુંભૂતિ (વેદાંત) ૦—

તત્ત્વબોધ, આત્મબોધ—દરેકના ૦—

ઉપનયન સંસ્કાર, મહિમ્નઃ પદચ્છેદ સાથે—દરેકના ૦—

વિવાહસંસ્કાર, શ્રીકૃષ્ણ લીલામૃત—દરેકના ૦—

માનવીઓનો મેવો—માનવીએ લેવા જેવો ૦—૧

દરેક ૭ પાઇવાળાં—નાનાં પુસ્તકો—એકાદશી, બ્રાહ્મણે સંધ્યા, અન્યોની સંધ્યા, કર્મ જ્ઞાન અને ભક્તિ, રત્નો ટોપલી, પ્રભુ કેમ દૂરના દૂર ?, સાઠ વરસે શું કરવું શ્રી કૃષ્ણતત્ત્વ, શિવલિંગ શું છે ?. વર્ણવ્યવસ્થા, સ્ત્રીએ અને અત્યારનો સુધારો, વિધવાઓને અને વિધુરોને. સમપદી, દેવનાદિકરા, વેદાંતના એકડા, પોસ્ટેજ જુદું.

નવ પાઇ વાળાં—શક્રોદય અને પુરુષસૂક્ત, શિવમહિમ્નઃ એકલા શ્લોકો. મૂર્તિપૂજા અને દેવમંદિરો. પોસ્ટેજ જુદું.

ત્રણ પાઇવાળાં—તમે ક્યાં છો ?, શ્રાદ્ધ, દેવ બનવાની કુંચી. મરવું કેવી રીતે ? બે ભાગ. દરેક ભાગના પોસ્ટેજ જુદું ૦—૨—૬

ગીતા અ. ૧ થી ૫ અને ૧૨ તથા ૧૬ કુલ રૂ. ૧—૯—૦

રઘુવંશ ચાર સર્ગો ૧—૦—૦ યાત્રાનો ૧—૮—૦

૭ દર્શન શું છે ? તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી, પ્રાણતત્ત્વ, યોગતારાવલી, ગર્ભોપનિષદ્ } દરેકના ૦—૨—૦

મોક્ષવાણી (રામાયણમાંથી) ગ્લેઝ કાગળ ૦—૧૨—૦